

(અષો જરથુશ્ત્રની દીનને હમો આરાધીએ છીએ).

## મુંબઈની જરથોશતી જશન કમિટી.



## જરથોશતીઓ માટે

# જરૂરી મરણ ક્રિયાઓ.

આપણા ધર્મ તેમજ રેવાજ મુજબ ગુજરેલાંઓ માટે
કઈ કઈ ક્રિયાઓ, અને દરેક ક્રિયા માટે કેવી અને
કેટલી ચીજો, ખાસ જરૂરની છે તે વિષે દસ્તુરજી
સાહેબો તથા બીજા માહીતગાર જરથોશ્તીઓના
મતોનો ઈન્તેખાબ.

અથોરનાન મંડળની બહાલી અને સમ્મતિ સાથે.

છપાવી પ્રગટ કરનાર:

**મુંબઇની જરથોશ્તી જશન કમિટી.**

મુંબઇ.

સને ૧૨૯૨ યજદજરદી : સને ૧૯૨૩ ઇસવી.

આ પુસ્તક દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઇના કોટમાં, નં૦
૫૭–૫૯, કાવસજી પટેલ સ્ટ્રિટ ખાતે, ધી "ફ્રેશો-ગદ"
પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને મુંબઇની જરથોસ્તી જશન
કમિટી તરફથી તેના ઑનરરી સેક્રેટરી મી૦ નશરવાનજી
પેસ્તનજી મુનશીએ ૪, કામા સ્ટ્રિટ, કોટ, મુંબઇમાં
પ્રગટ કર્યું છે.

# ખોલાસો.

**મુંબઇની જરથોશ્તી જશન કમિટી** તરફથી **જરથોશ્તીઓ માટે જરૂરી મરણ ક્રિયાઓ** બાબે નીચલું સરક્યુલર આપણા દસ્તુરજી સાહેબો તથા બીજા માહીતગાર જરથોશ્તીઓ ઉપર તા૦ ૨૮ મી ઑક્ટોબર, ૧૯૨૦ ને દિને, મોકલવામાં આવ્યું હતું :—

## જરથોશ્તીઓ માટે જરૂરી મરણ ક્રિયાઓ.

"જત આપ સાહેબને જણાવવાની રજા લઇએ છીએ કે **આપણા ધર્મ તેમજ રેવાજ મુજબ ગુજરેલાંઓ પાછળ કઈ કઇ ક્રિયાઓ તથા દરેક ક્રિયામાં કયાં કયાં ભણતરો કરાવવાની ખાસ જરૂર છે, અને દરેક ક્રિયામાંહે કેવી અને કેટલી ચીજો ખાસ અવશ્યની છે,** તે વિષે આપણા માનવંત દસ્તુરજી સાહેબો તથા બીજા માહીતગાર જરથોશ્તીઓના મતો એકઠાં કરવાનો મુંબઇની જરથોશ્તી જશન કમિટી ઇરાદો રાખેછેજી. જશન કમિટી આશા રાખે છે કે આપ સાહેબ આપનું મત નીચલી બાબતો ઉપર આપવાની મેહેરબાની કરશોજી.

(૧) આપણા અવસ્તા, પેહેલવી, પાજંદ, ફારસી, વીગેરે લખાણો પ્રમાણે, તેમજ

(૨) આપણા કદીમ રેવાજ પ્રમાણે,

(ક) ગુજરેલાંઓ પાછળ કયે કયે પ્રસંગે અને કેટલો વખત સુધી ક્રિયાઓ કરાવવાની ખાસ જરૂર છે અને દરેક પ્રસંગે કઇ ક્રિયાઓ કરાવવાની તથા તેવી દરેક ક્રિયામાં કયાં ભણતરો ભણાવવાની દરેક જરથોશ્તીની અનિવાર્ય ફરજ છે.

(ખ) કલમ (ક) માં જણાવેલી ક્રિયાઓ ઉપરાંત બીજી કઇ અને કેટલી ક્રિયાઓ ગુજરેલાંઓ પાછળ કરવામાં આવેછે અને તે કયે પ્રસંગે કરાવવામાં આવેછે.

(ગ) ઉપલી કલમો (ક) અને (ખ) માં સમાયલી દરેક ક્રિયા વેળાએ કઈ ચીજોનો વપરાસ ખાસ અગત્યનો છે, કે જેની હાજરી વિના ક્રિયા વાજબી ગણાયજ નહિં અને તેવી દરેક ચીજની કેટલી સંખ્યાની જરૂર છે.

(ધ) ઉપલી કલમ (ક) માં સમાયલી બધી ક્રિયાઓ તથા ભણતરો કરાવવાને જેઓ ગુંજાશ ધરાવતા ન હોય તેઓ પોતાની ફરજ કેવી રીતે બજાવી શકે.

છેવટે, આપ સાહેબને અરજ કરવામાં આવે છે કે આપ પોતાનો અભિપ્રાય લખી મોકલો તે વેળાએ તેના ટેકામાં આપણા સાહિત્યના ફકરાઓ ટાંકવાની મેહેરબાની કરશોજી, તથા જે રેવાજી ફરમાનો હોય તેઓની અગત્યના બાબે આપનું મત શું છે તે પણ લખી જણાવવાની કૃપા કરશોજી.

આશા છે કે જશન કમિટીની આ અરજ સ્વીકારી આપ સાહેબનો અભિપ્રાય આપની બનતી સગવડે મોકલી આપવાની મેહેરબાની કરશોજી."

૨. ઉપલાં સરક્યુલરના જવાબમાં નીચલા ૧૧ સાહેબોએ પોતાના અભિપ્રાયો જશન કમિટી ઉપર મોકલી આપવાની મેહેરબાની કરી હતી :—

૧. શમ્સુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતન સનજાના.
૨. (મરહુમ) દસ્તુર મીનોચેહર જામાસ્પજી જામાસ્પ આસાના.
૩. દસ્તુર ખુરશેદ દસ્તુર બેહરામ (સીકનદરાબાદ, દખન).
૪. દસ્તુર બરજોરજી દારાબજી દારાબ-પાહલનના (સુરત).
૫. એરવદ પેશોતન નવરોજી માકુજીના (કલીકટ, મલાબાર કોસ્ટ).
૬. એરવદ ખુરશેદજી એરચજી પાવરી.
૭. શમ્સુલ ઓલમા ડૉક્ટર જીવનજી જમશેદજી મોદી.
૮. એરવદ માહીયાર નવરોજી કુટાર.
૯. એરવદ ફરામરોજ નવરોજી કુટાર.
૧૦. શેઠ ખોદાબક્ષ એદલજી પુનેગર.
૧૧. શેઠ અરદેશર ખરશેદજી વેસાવેવાળા.

૩. જે મતો જશન કમિટી ઉપર મોકલી આપવામાં આવ્યાં હતાં તેનો એક કોઠો બનાવી તે ઉપર વિચાર ચલાવી તે ઉપરથી એક ઇન્તેખાબ ઉપજાવી કાઢવામાં આવ્યો હતો, અને તે ઇન્તેખાબ, મળેલાં મતો સાથે, તા૦ ૩ જી માર્ચ, ૧૯૨૨ ને દિને, અથોરનાન મંડળના અભિપ્રાય અને સમ્મતિ માટેની અરજ સાથે, તે મંડળ ઉપર મોકલી આપવામાં આવ્યો હતો.

૪. આ ઇન્તેખાબ ઉપર જુદે જુદે વખતે મળેલી અથોરનાન મંડળની કારોબાર કમિટીની અનેક સભાઓમાં વિચાર ચલાવવામાં આવ્યો હતો અને તેમાં કરેલા થોડાક ફેરફારો સાથે અથોરનાન મંડળની કારોબાર કમિટીએ તે બહાલ રાખી પોતાના નં૦ ૭૪, તા૦ ૨ જી

ડીસેમ્બર, ૧૯૨૨ ના પત્ર મારફતે, જશન કમિટી ઉપર પાછો મોકલ્યો હતો એવી નોંધ સાથે કે "અથોરનાન મંડળની કારોબાર કમિટીએ ક્રિયાઓના દામ સંબંધી બાબત ઉપર કશો અભિપ્રાય આપ્યો નથી."

૫. અથોરનાન મંડળની કારોબાર કમિટીએ કરેલા ફેરફારો સાથનો આ ઇન્તેખાબ જરથોસ્તીઓની જાણ માટે જશન કમિટી તરફથી છપાવી પ્રગટ કરવામાં આવ્યો છે. ફકત મોબેદોના દામની બાબત (જે ઉપર અથોરનાન મંડળની કારોબાર કમિટી તરફથી કશો અભિપ્રાય આપવામાં આવ્યો નથી) તે શિવાય **આ ઇન્તેખાબને અથોરનાન મંડળની કારોબાર કમિટીએ પોતાની બહાલી તથા પસંદગી આપી છે.**

૬. જે દસ્તુર સાહેબો તથા બીજા અભ્યાસીઓએ પોતાના અભિપ્રાયો મોકલી આપવાની તસ્દી લીધી છે તેઓનો જશન કમીટી આભાર માને છે. અથોરનાન મંડળની કારોબારી કમિટીએ આ ઇન્તેખાબ ઉપર વખતો વખત બારીકીથી વિચાર ચલાવી પોતાનો અભિપ્રાય જણાવવાને જે શ્રમ એંચ્યો છે ને માટે જશન કમિટી તેમનો ઉપકાર માને છે.

**મુંબઇની જરથોશ્તી જશન કમિટી.**

મુંબઇ.

રોજ અશીશવંઘ, માહ અસફંદારમદ, ૧૨૯૨.

તા૦ ૩૦ મી ઑગસ્ટ, ૧૯૨૩.



# જરથોસ્તીઓ માટે જરૂરી મરણ ક્રિયાઓ.

## આવાં ચોપાન્યાંની જરૂર.

આપણા ગુજરેલાંઓની પાછળ કઇ અને કેટલી ધર્મ–ક્રિયાઓ કરાવવાની જરૂર છે અને તે જરૂરી ક્રિયાઓમાં કઇ અને કેટલી ચીજો વાપરવાની ખાસ અગત્ય છે તે વિષે અનેકવાર આપણી કોમમાં પુછપરછ થયા કરે છે. દરેક જરથોસ્તી–તવંગર, મધ્યમ વર્ગનો યા ગરીબ–પોતાના ગુજર પામેલાં વાહલાંઓને માટે આપણા પાક મજહબે ફરમાવેલી ક્રિયાઓ કરાવવાને આતુર હોય છે એ વાત સર્વે કોઇને જાણીતી છે; પરંતુ જે ક્રિયાઓ ખાસ જરૂરની છે તે ઉપરાંત બીજી ઘણી ક્રિયાઓ હાલમાં થતી રહે છે, અને જરૂરી ક્રિયાઓમાં પણ મિઠાઇ વગેરેની ખરચાલુ ચીજો વાપરવાનો રેવાજ પડી ગયો છે, તેથી ક્રિયાઓના ખરચો વધી પડયા છે અને ગુજરેલાંઓની પાછળની ધર્મ–ક્રિયાઓનો બોજો–ગરીબોને તો શું પણ મધ્યમ વર્ગનાઓ માટે પણ–ભારી પડવા લાગ્યો છે. પેહેલા ચાર દાહડાનો ખરચ રૂ. ૪૦૦) સુધી થવા જાય અને આખાં વરસનો ખરચ ૧,૫૦૦ રૂપીયાની નજદીકમાં જાય તો તે બીના ખરેજ હેબતાવનારી છે. આવા સંજોગોમાં બે પરિણામો આવવાનો ભય છે; એક તો આ કે વધેલા ખરચોને લીધે, પોતાની ઘણી મરજી છતાં, જરૂરી ક્રિયાઓ પણ છોડી દેવાની ફરજ પડે, અને એમ થવે રફતે રફતે તે ક્રિયાઓ ઉપરની આસ્થા ઓછી થાય; અને બીજું આ કે ગુજરેલાંઓ તરફની ફરજ બજાવવાના નેક હેતુથી અને તે ફરજ બજાવવા માટે કાંઇપણ ભોગ આપવાની લાગણીને લીધે ગુંજાશ ઉપરાંત ખરચ કરવો પડે અને જીવતાંઓને માથે કરજના બોજા ચડી જાય. શુકર ખોદાના ! કે ધર્મ–ક્રિયાઓ ઉપરની જરથોસ્તીઓની આસ્થા એવી મજબુત છે અને ગુજરેલાંઓ તરફની ફરજ ધર્મ–ક્રિયાઓ મારફતે બજાવવાનો ખ્યાલ જરથોસ્તીઓના જીગરોમાં એવો તો મકકમપણે જડ ઘાલી બેઠેલો છે કે કાંઇબી કરી, પૈસા સંબંધી અગવડો વેઠી, કરજ વદીક કરીને ગુજરેલાંઓ પાછળની ક્રિયા કરાવવામાં આવે છે; એટલે જરૂરી ક્રિયાઓ પણ બંધ થાય અને તે ઉપરની આસ્થા ઉડી જાય એવી કમનસીબી બનવા જોગ નથી. એવી હાલત ઉપર આપણે આવી પડયે તેના કરતાં જીવતાંઓ પોતાના ધર્મ તરફની પીદાગીરીને ખાતર તથા ગુજરેલાંઓ તરફના ચાહને ખાતર કરજનો બોજો પણ ખમી જાતી ભોગ આપી તે ક્રિયાઓ કરાવતાં રહે એ વાત જો કે બેહતર છે, છતાં ધાર્મિક ફરજને ખાતર કરજના

બાજનમાં ઉતરવું એ પણ કોમને નુકસાનકારક અને ધર્મની નજરે જોતાં પણ ઇચ્છવા જોગ નથી એ બીના ધ્યાનમાં રાખવી જોઇએ છે. આપણા અસલી ઇરાની વચનોમાં એક વચન આ છે કે "ચારેહ તોખસાઇ, અચારેહ ખુરસંદી" એટલે "બને તેટલી કોશેશ કરવી, પણ નાચારી હોય તો સંતોશ પકડવો." ફરજ કરીને ધર્મ–ક્રિયા કરાવવી વાજબી કહેવાય નહી. ત્યારે સવાલ ઉભો થાય છે કે આ મુશકેલીઓનો ઇલાજ શું ? એનો જવાબ વાળવા પેહેલાં આ વાત યાદ રાખવાની છે કે જે મુશકેલીઓ ઉપર વર્ણવી છે તે થોડાં વરસ થયાંજ ઉભી થઈ છે, અને તેના કારણો ચાલુ મોંઘવારી, મોબેદોની સંખ્યાનો ઘટાડો, ગેરાણીઓ અને પારસી ચાકરોના વધતાં જતાં દામો, તેમજ ક્રિયાઓની વધી ગયલી સંખ્યા છે.

૨. ઉપલા સબબોસર જરથોસ્તીઓની ધાર્મિક લાગણીને સંતોશ આપવા કાજે અગતનું થઇ પડયું છે કે આપણા ધર્મની કેતાબો તથા ચાલુ રેવાજ પ્રમાણે, તેમજ આપણા દસ્તુરો અને વિદવાનોના મત પ્રમાણે, ગુજરેલાંઓ માટે કઇ અને કેટલી ક્રિયાઓ ખાસ જરૂરની છે અને તે દરેક ક્રિયા પાછળ કેટલો ખરચ કરવો તદનજ જરૂરનો છે તે વાત ખાતરીપૂર્વક કરીને બાહાર પાડવી. એમ થવે જરથોશ્તી ભાઇઓ તથા બેહનોને માલમ પડશે કે અમુક ક્રિયાઓ જો આપણે ગુજરેલાંઓ માટે કરાવીશું તો આપણે આપણી ધાર્મિક ફરજ બજાવેલી ગણાશે, અને વળી જરૂરી ક્રિયાઓ કરાવવે પોતાના વાહાલાં મરહુમો તરફની ફરજ બજાવવામાં તેઓ પછાત પડયાં છે એવો ડંખ તેમના અંતઃકરણને લાગશે નહી. જરૂરી ક્રિયાઓ ઉપરાંત બીજી ક્રિયાઓ જ્યારે સૌ કોઇની ગુંજાશ અને મુનસફી ઉપર છે ત્યારે **જે ક્રિયાઓ ખાસ જરૂરની છે તે કરાવવાની જીવતાંઓની પવિત્ર ફરજ** છે અને તે ફરજ બજાવવામાં પછાત પડવાને કોઇબી જરથોસ્તી રાજી થશે નહી.

૩. આ કારણોને લીધે જરથોશ્તી હમ–દીનોની ધાર્મિક લાગણી તેમજ મરહુમો તરફની મોહબતને આંચકી ન લાગે અને તેઓ તરફની ફરજ બજાવવામાં પછાત પડવાની મુજવન ન થાય તેવો માર્ગ દેખાડવાની ધાર્મિક મંડળોની ફરજ છે. આ ફરજ અદા કરવાના હેતુથી મુંબઇની જરથોસ્તી જશન કમિટીએ દસ્તુરો તેમજ વિદવાનોના અભિપ્રાયો મંગાવ્યા છે અને તે અભિપ્રાયો તેમજ દીની કેતાબો વગેરેનો અભ્યાસ કરવા પછી નીચલાં અનુમાન ઉપર તે આવી છે, જે જાહેર કરવાની તે જરૂર પીછાને છે.

## મોબેદો પાસે કરાવવાની જરૂરી ક્રિયાઓ.

આ વાત ઘણી સંતોષકારક છે કે જરૂરી ક્રિયાઓ બાબે ઝાઝો મતફેર દેખાતો નથી, અને સેહજ મતફેરી બાદ કરતાં મોબેદોજ કરી શકે એવી ક્રિયાઓ મધેની **નીચલી ક્રિયાઓ ગુજરેલાંઓ પાછળ કરવાની ખાસ અગત** છે એમ નજદીક એકમતે ધર્મ-શાસ્ત્રો તેમજ અભિપ્રાયો જાહેર કરે છે :—

(૧) પાયદસ્તની આગમજ મરહુમના શરીરને જ્યાં રાખ્યું હોય ત્યાં ગેહ-સારણાની ક્રિયા.

(૨) પાયદસ્તે મોબેદોની એક જોડ.

(૩) ગુજરવા પછી ત્રણ દાહડા સુધી સરોશની યજસ્ને ત્રણ, અગિયારીમાં.

(૪) ગુજરવા પછી ત્રણ દાહડા સુધી સરોશની બાજ દર ગેહમાં.

(૫) ગુજરવા પછી ત્રણ રાત અઇવિસ્રૂથ્રેમ ગેહમાં સરોશનો કરદો.

(૬) ત્રીજે દાહડે ઉજીરન ગેહમાં ઉઠમણાંની ક્રિયા, (ચાર મોબેદો).

(૭) ત્રીજે દાહડે ઉશહેન ગેહમાં ચાર બાજ :—રશ્ને-આસ્તાદ, મીનો રામ, સરોશ તથા અરદાફ્રવશની. (અરદાફ્રવશની બાજ સાથે સીઆવ ઇજાવવો).

(૮) ચાહરમની બામદાદે દહમ યજદનું આફ્રીનગાન.

(૯) ચાહરમને દાહડે એક યજસ્ને (અરદાફ્રવશની), આફ્રીનગાન, બાજ, અને બપોરે તથા સાંજે સતુમ.

(૧૦) દશમાંને દાહડે એક યજસ્ને, આફ્રીનગાન, બાજ, બે વાર સતુમ.

(૧૧) દીસીને દાહડે (૩૦ મે દાહડે) સીરોજની યજસ્ને, બાજ સીઆવ સાથે, આફ્રીનગાન, અને બે વાર સતુમ.

(૧૨) માસીસાના ખરા દાહડાના દિવસે (૩૧ મે દાહડે) યજસ્ને, આફ્રીનગાન, બાજ, અને બે વાર સતુમ.

(૧૩) પેહેલે વરસ, દર મહીને આફ્રીનગાન, બાજ, તથા બે વાર સતુમ.

(૧૪) વરસીની એક દાહડા આગમજ (૩૬૫ મે દાહડે) સીરોજની યજસ્ને, આફ્રીનગાન, બાજ, અને બે વાર સતુમ.

(૧૫) વરસીને દાહડે (૩૬૬ મે દાહડે) એક યજસ્ને, બાજ સીઆવ સાથે, આફ્રીનગાન, અને બે વાર સતુમ.

## મોબેદો પાસે કરાવવાની જરૂરી ક્રિયાઓ પાછળના ખરચનો અડસટો.

ઉપર જણાવેલી જરૂરી ક્રિયાઓ પાછળ પેહેલાં વરસની ક્રિયાઓના ખરચનો હાલનો અડસટો મુંબઇ મધે નીચે મુજબ થાય છે. અલબત્તાં વખત, સ્થળ અને સંજોગો પ્રમાણે આ અડસટામાં ફરક પડવો જોઇએ.

| નં૦. | ક્રિયાનું નામ. | મોબેદોનું દામ. | ક્રિયામાં વપરાતી ચીજોનો ખરચ. | સુખડ લોબાન. |
|---|---|---|---|---|
| | | રૂ. આ. | રૂ. આ. | |
| ૧ | ગેહ-સારણું (બે મોબેદો). ... | ૬—૦ | | |
| ૨ | પાયદસ્તે (મોબેદોની એક જોડ). ... | ૪—૦ | | |
| ૩ તથા ૪ | સરોશની યજશ્ને ત્રણ તથા ગેહ ગેહની સરોશની બાજ. ... | ૧૫—૦ | દરૂન વગેરે ૨—૦ | (પહેલા ૪ દીવસનું.) સુખડ શેર ૨૦, રૂ૧૦. લોબાન શેર ૧, રૂ ૧. |
| ૫ | સરોશનો ત્રણ રાતનો કરદો (બે મોબેદો). ... | ૬—૦ | ફુલ ૦—૪ | |
| ૬ | ઉઠમણાંની ક્રિયા, ધુપ સારણા સાથે (ચાર મોબેદો). ... | ૧૦—૦ | ફુલ વગેરે ૧—૦ સદરો ૧) ૧—૦ | |
| ૭ | ઉશહેન-ગેહની ચાર બાજ. ... | ૨—૦ | દરૂન વ૦ ૭—૦ સીઆવ, કુસ્તીના ૨૦—૦ | |
| ૮ | ચાહરમની બામદાદનું દહમ યજદનું આફ્રીન્ગાન (બે મોબેદો)... | ૨—૦ | ૦—૮ | |
| ૯ | ચાહરમની અરદાફ્રવષની યજશ્ને. ... | ૪—૦ | | |
| ૧૦ | ચાહરમનું આફ્રીન્ગાન, બાજ, સતુમ (બે મોબેદો) ... | ૩—૮ | ૩—૦ | |
| ૧૧ | દશમાને દીવસે યજશને, આફ્રીન્ગાન, બાજ, સતુમ (બે મોબેદો) | ૭—૮ | ૩—૮ | સુખડ, લોબાન સાથે. |
| ૧૨ | સીરોજાની યજશ્ને, આફ્રીન્ગાન, બાજ, સતુમ. ... | ૯—૮ | ૧૫—૦ સીઆવ, કુસ્તીના ૨૦—૦ | સુખડ, લોબાન સાથે. |
| ૧૩ | ખરા દાહડાને દીવસે યજશ્ને, આફ્રીન્ગાન. બાજ, સતુમ (બે મોબેદો) ... | ૭—૮ | ૩—૮ | સુખડ, લોબાન સાથે. |
| ૧૪ | પેહેલાં વરસમાં દર મહીને આફ્રીન્ગાન, બાજ, સતુમ (૧૦ મહીના સુધી એક મોબેદ). ... | ૨૫—૦ | ૩૫—૦ | ,, |
| ૧૫ | વરસીને દાહડે સીરોજાની યજશ્ને, આફ્રીન્ગાન, બાજ, સતુમ (બે મે.બેદો). ... | ૯—૮ | ૧૫—૦ | ,, |
| ૧૬ | ખરા દાહડાને દીવસે યજશ્ને, આફ્રીન્ગાન, બાજ, સતુમ (બે મોબેદો). ... | ૭—૮ | ૩—૮ સીઆવ, કુસ્તીના ૨૦—૦ | ,, |
| *૧૭ | મુકતાદના દાહડાઓમાં દરરોજ આફ્રીન્ગાન, બાજ, સતુમ (એક મોબેદ). ... | | | |
| | ,, ,, ,, ,, ,, ૧૦ દીવસનો ખરચ... | ૪૫—૦ | ૪૫—૦ | સુખડ, લોબાન તથા બેરાં સાથે. |
| | ,, ,, ,, ,, ,, ૧૮ દીવસનો ખરચ... | ૭૦—૦ | ૬૬—૦ | |
| | | | (ખલકાના સીઆવ, કુસ્તીના) ૧૦—૦ | |
| | **જુમલે**—૧૦ દીવસનાં મુકતાદ સાથે... | ૧૬૪—૦ | ૨૦૫—૪ | રૂ. ૧૧ |
| | ૧૮ દીવસનાં મુકતાદ સાથે... | ૧૮૯—૦ | ૨૨૬—૪ | |
| | **કુલ જુમલો પહેલાં વર્ષની ક્રિયાઓના ખરચનો.** | | | |
| | ૧૦ દીવસના મુકતાદ સાથે ... | રૂ. ૩૯૦—૪ | | |
| | ૧૮ દીવસના મુકતાદ સાથે ... | રૂ. ૪૨૬—૪ | | |

[* **નોંધઃ**—કોમનો મોટો ભાગ ૧૮ દાહડા અને કેટલાક સાહેબો ૧૦ દાહડા મુકતાદની ક્રિયાઓ કરે છે.]

(૧૬) દર વરસે રોજગાર:—આફ્રીન્ગાન, બાજ, અને બે વાર સતુમ (ઇરાનમાં ત્રીસ વરસ સુધી બાજ કરવાનો રેવાજ છે. દરેકની ગુંજાશ પ્રમાણે બને તેટલાં વરસ કરવી).

(૧૭) દર વરસે ફરવરદેગાન (મુકતાદ) ના દાહડા ઉપર દરરોજ આફ્રીન્ગાન (એક મોબેદ), બાજ તથા બે વાર સતુમ.

## મોબેદો પાસે કરાવવાની જરૂરી ક્રિયાઓમાં વાપરવાની જરૂરી ચીજો.

ઉપર જણાવેલી જરૂરી ક્રિયાઓમાં કઈ અને કેટલી ચીજોની ખાસ જરૂર છે તે હવે જણાવીશું.

(૧) **આફ્રીન્ગાન માટે:—**

સ્વચ્છ પાણી, દુધ, શરબત, ફુલ, ફ્રુટ, (એક દાડમ યા બીજાં કોઈ ફ્રુટનું એક નંગ પુરતું છે), સુકંકા મેવો.

(૨) **બાજને માટે:—**

ચાર દરૂન, ખજુર, દાડમ યા દરાખ, ઘી, પાણી. (સરોશની બાજને માટે ચારને બદલે ૭ દરૂન).

(૩) **યજશ્નને માટે:—**

દરૂન એક અને ચોટયાં આંક.

(૪) **સીરોજાની બાજને માટે:—**

તેત્રીસ મિઠ્ઠાં ટાંકલાં યા રોટી (ચપટાંની ખાસ જરૂર નથી), ચાર મોટા દરૂન, ખજુર, દાડમ યા દરાખ, ઘી, પાણી.

નોટ:—એની સાથે અરદાફ્રવશનાં ચાર તથા સરોશનાં ૭ મળી બીજા દસ દરૂન.

(૫) **સતુમને માટે:—**

ઘરમાં હમેશાં રંધાતું હોય તેવું સાદું ખાણું.

૨. આ ઉપરથી જણાશે કે મોબેદોજ કરી શકે એવી, જરૂરી **મરણ ક્રિયાઓ માટે ખાસ જરૂરની ચીજો ઉપર ઘણો થોડો ખરચ લાગવો જોઇએ, તેને બદલે ઘણી ઘણી અને જાત જાતની મિઠાઇઓ તથા પકવાનો વગેરે, બનાવવાથી તેમાં નાહકનો વધારો થાય છે—જેમ કરવાની કશીપણ જરૂર નથી.**

---

☞ જુઓ સામે આપેલો કોઠો ૯-ક.

૩. ઉપલી ક્રિયાઓ ઉપરાંત મરણ પછીના પેહેલા ત્રણ દાહડા ગેહ ગેહની ફરજ્યાત જો સગાંઓ યા દોસ્તોથી ન બને તો બે મોબેદ સાહેબો પાસે કરાવવી જોઇએ છે.

**પેહેલાં વરસનો ખરચ આ પ્રમાણે ગણતાં ૧૦ દીવસના મુકતાદ સાથે રૂ ૩૮૦-૪ અને ૧૮ દીવસના મુકતાદ સાથે રૂ ૪૨૬-૪ થવો જોઇએ છે.** એ રકમોમાં સીઆવ ચારનો ખરચ આવે છે, તે મધેથી ઉઠમણાંનો સીઆવ મોબેદ સાહેબને આપતાં ત્રણ સીઆવ (રૂ. ૫૦) ની કીંમતના ઘરમાંજ વપરાસ માટે રહે છે તે બીના ધ્યાનમાં રાખવાની છે.

## મોબેદો પાસે કરાવવાની જરૂરી ક્રિયાઓ શિવાયની બીજી ક્રિયાઓ તથા ભણતરો.

ઉપર જણાવેલી જરૂરી ક્રિયાઓ ઉપરાંત ઘણીએક ક્રિયાઓ તથા ખરચો થાય છે તે વિષે કેટલોક ખોલાસો કરવાની જરૂર છે.

જરથોસ્તી ધર્મ-ક્રિયાઓ અશોઇનો તથા આબાદીનો વધારો કરનારી છે, એટલે જેઓની ગુંજાશ તથા મરજી હોય તેઓ જો વધુ ક્રિયાઓ કરાવે તો તે સામે વાંધો ઉઠાવી શકાતો નથી—બલકે તે સવાબનું કામ છે, પણ **હાલ આપણે જરૂરી ક્રિયાઓ વિષેજ વિચાર ચલાવીએ છીએ એ બાબત ધ્યાનમાં રાખવાની છે.**

૧. ઉપલી ક્રિયાઓ જે મોબેદ સાહેબો પાસે કરાવવાની છે તે ઉપરાંત મરનારના બેશીઓએ તથા મિત્રોએ પણ મરહુમની નૈયતે પેહેલા ત્રણ દાહડા સુધી દર ગેહમાં ફરજ્યાત ગુજારવા પછી પતેત રવાનની તેમજ રાતના સરોશ યશ્ત (વડી) ભણવી જોઇએ છે. જો બેશીઓ અથવા મિત્રો ગેહ ગેહનું આ ભણતર નહી કરે તો બે મોબેદ સાહેબો પાસે કરાવવું જોઇએ છે.

૨. મરહુમનું શરીર ઘરમાં હોય ત્યાં વેર દીવસ અને રાત—અને કેટલીક વેળાએ ત્રણ દીવસ અને રાત—ચાલુ, મોબેદો પાસે ભણાવવામાં આવે છે તે વિષેનું ફરમાન કોઇ જગ્યાએ મળતું નથી. વળી તે વિષેનો ચાલુ રેવાજ પણ એક સરખો નથી. આજથી પચીસ વરસ ઉપર નવસારીમાં મરહુમના શરીરને સંજોગી મુકયા પછી ત્યાં આતશ રોશન રાખી બેશાવ દો પતેત, વગેરે અંદ અવસ્તા ભણતાં હતાં. હાલ એક મોબેદ મરહુમનું શરીર ઘરમાં હોય તેટલોજ વખત

ભણે છે. ઉદવાડામાં શરીર ઘરમાં હોય તેટલોજ વખત મોબેદો ભણે છે, જ્યારે મુંબઇ, પુના, સુરત વગેરે જગ્યાઓએ ઘણીક વેળા ત્રણ દાહડા અને રાત મોબેદો પાસ ભણતર કરાવવામાં આવે છે. મુંબઇમાં મોબેદોને ત્યાં તો ફક્ત મરહુમનું શરીર ઘરમાં હોય તેટલોજ વખત ભણવાનો ચાલ છે. આ બાબતમાં મોબેદો રોકવાથી મોટો ખરચ થાય છે. **મરહુમના શરીરની આગળ માથ્રના કલામો ભણવા ફાયદાકારક છે અને તેની તરફેણમાં કેટલાક અભિપ્રાયો મળ્યા છે, પણ તે કાંઈ ખાસ મોબેદો પાસેજ ભણાવવાની જરૂર નથી. મરનારના બેશીઓ યા મિત્રો—બાનુઓ તેમજ ગૃહસ્થો—થોડો થોડો વખત બેસી ગેહને અનુસરતાં અવસ્તાના ભણતરો ખરાં જીગરથી ભણે તો તે પુરતું છે.** આ બાબતમાં ખાસ મોબેદો રોકવાની જરૂર નથી.

૩. મરહુમના શરીરના માથાં આગળ ત્રણ કદમ દુરથી અને અવલ-મંજલ પોંહચાડયા પછી તે જગ્યાએ ત્રણ દાહડા સુધી ચેરાગ અથવા આતશ રોશન રાખવાનું તથા ખુશબો બાળવાનું કેટલીક કેતાબોમાં કહ્યું છે, તેમજ કેટલાક અભિપ્રાયો પણ તેની તરફેણમાં મળ્યા છે. મરનારનું રવાન, કે જે આપણા ધર્મશાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે મરનારના શરીરને જે જગ્યાએ સચકાર કરી મુકયું હોય ત્યાં ત્રણ દાહડા અને રાત રહે છે, તેની રાહત માટે તેમજ જીવતાંઓની સુખ-શાંતી માટે આ કરવું ઇચ્છવાજોગ છે અને તે કરવાની મજબુત ભલામણ થઇ શકે છે.

૪. સાંજના ઉઠમણા માટે વજરકરદે દીની નામની કેતાબમાં તેમજ રેવાયતમાં શાહદતો મળે છે, તેવી કોઇ શાહદત પાછલી રાતના ઉઠમણાં માટે મળતી નથી. પણ કેટલાક વજનદાર અભિપ્રાયો તેની તરફેણમાં જશન કમિટીને મળ્યા છે. નવસારીમાં પાછલી રાતનું ઉઠમણું કરવાનો રેવાજ નથી. આ ક્રિયાને જરૂરી ક્રિયા તરીકે લેખી શકાતી નથી. અતરે ખોલાસો કરવાની જરૂર છે કે ચાહરમની બામદાદની ઉપર જણાવેલી બાજ, આફરીન્ગાન, વગેરેની ક્રિયાઓ જરૂરની છે અને તે સઘળે ઠેકાણે કરવામાં પણ આવે છે. ફક્ત ધુપ-સારનાની ક્રિયાની પાછલી રાતે જરૂર જણાતી નથી.

૫. ગુજરવાની આગમજ મરનારે પતેત કરી પસ્તાવો કરવો જોઇએ છે—જો તેનાથી નહી બની શકે તો તેના બેશીઓએ પતેત અને અશેમના કલામ ભણવાની ભલામણ થાય છે અને તેમ કરવું ફાયદાકારક દીસે છે.

૬. દખમું પરહેજનું, નશ્રી ગેહાન વાપરવી, નસેસાલારોને નવાં કપડાંઓ આપવાં એ વિષે કશું ફરમાન કેતાબોમાં યા જશન કન્નિદીને મળેલા અભિપ્રાયોમાં મળતું નથી. એ માટેનો ખરચ કરવો બીલકુલ જરૂરનો નથી.

૭. બેહદીનોના બાબમાં પાયદસ્તે ચાલતાં બીજી વાર ગેહ સારવાની તરફેણમાં કશું ફરમાન મળતું નથી યા કશો અભિપ્રાય મળ્યો નથી, અને તેની સહેજ પણ જરૂર નથી.

૮. ત્રીજે દાહડે ઉશહેન ગેહમાં અરદાફ્રવષની બાજ વેળાએ સીઆવ ઉપરાંત વાસણો ઇજવાનો યા બીજી ચીજો ઇજવાનો રેવાજ છે. એમ કરવાની કશી જરૂરી ફરજ નથી.

૯. ચાહરમના ભોંના તથા જમણ માટે કશી ફરજ નાખવામાં આવી નથી.

૧૦. એક મહીનો યા આખું વરસ દરરોજ આફ્રીન્ગાન, બાજ યા સતુમ કરવાનું યા બીજાં ભણતરો ભણાવવાનું ખાસ જરૂરનું નથી. શકિતવાળા હોય તેઓ કરાવે તો કશો વાંધો નથી.

૧૧. બમસી તથા છમસીની ક્રિયા માટે કશી શાહદત મળતી નથી.

૧૨. વરસી પછી દર મહીને આફ્રીન્ગાન, બાજ કરવાની જરૂર નથી.

૧૩. જોડાંની ક્રિયા કરાવવામાં આવે છે તે વિષે કશી શાહદત કેતાબોમાં યા અભિપ્રાયોમાં મળતી નથી. તે કરાવવાની જરાએ જરૂર નથી.

૧૪. ગુજરેલાંઓ માટે નીરંગદીન, હમાયશ્ત, ફ્રવરદીઆંન, ફરેસ્તા, જશનો, ગાહામ્બારો, દર મહીનાના ફ્રવરદીન રોજે ક્રિયાઓ, દખમા આગળની ક્રિયાઓ, મરનારના સાલગરેહના દીવસની ક્રિયાઓ, એ સઘળી ખાસ જરૂરી ક્રિયાઓ તરીકે ગણી શકાતી નથી. તે ક્રિયાઓ કરવાની ફરજ દરેકને માથે નાંખવામાં આવેલી નથી.

૧૫. પેહેલા ચાર દાહડાની યા બીજી કોઇબી ક્રિયાઓ એકથી વધુ ઠેકાણે કરાવવાની કશી જરૂર નથી.

૧૬. ફ્રવરદેગાન (મુક્તાદ) ની ક્રિયા કુટુંબમાં એક ઠેકાણે દર વરસે થાય તો બસ છે. એકજ કુટુંબના સઘળાંઓને જગે જગ કરવાની યા સાસરે તેમજ મહીરે કરવાની જરૂર નથી.

૧૭. માસિક માંદગી યા સુવાવડમાં ગુજરનાર બાનુ માટે બે વાર ક્રિયા કરાવવાની જરૂર નથી.

૧૮. મરનારની નેયતે નાનીઆ જમાડવા, બરસનુમ આપવું, નાવર કરવા, ગરીબના લગન યા નવજોત કરી આપવાં યા બીજું કાંઇ આવુ પુણ્યનું કામ કરવું સારૂં છે અને જેઓ ગુંજાશવાળા હોય તેઓ ભલે કરે, પણ દરેક જરથોસ્તી માટે તેવી ફરજ નાખવામાં આવી નથી.

## છેવટના શબ્દો.

અત્રે એક વાર ફરી જણાવીશું કે જે ક્રિયાઓ ખાસ જરૂરની તરીકે ઉપર દરશાવી છે તે ઉપરાંત બીજી ઘણી ક્રિયાઓ, ઉપર જણાવવા પ્રમાણે, થાય છે કે જે જરૂરી ક્રિયાઓ તરીકે લેખી શકાતી નથી, અને જે કરવાની ફરજ દરેક જરથોસ્તી ઉપર નાખવામાં આવી નથી. અલબતાં જેઓની ગુંજાશ હોય તેઓ જો જરૂરી ક્રિયાઓ ઉપરાંત વધુ ક્રિયાઓ કરે તો તેમાં વાંધો લેવાઇ શકાતો નથી—બલકે આપણા પાક મજહબની સર્વ ક્રિયાઓ અશોઇ તથા આબાદીનો વધારો કરનારી હોવાથી જેઓ તાકાત ધરાવતા હોય તેઓ જરૂરી ક્રિયાઓ ઉપરાંત બીજી ક્રિયાઓ કરાવે તો સવાબનું કામ છે. પણ જેઓની ગુંજાશ નહી હોય તેઓ માટે તેવી વધુ ક્રિયાઓ કરાવવાની કશી અગત્ય નથી અને તેઓ તે વધુ ક્રિયાઓ ન કરાવે તો પોતાની ફરજ બજાવવામાં પછાત પડવાનો કશો દોષ તેઓને લાગુ પડતો નથી.

૨. ઉપલી તપાસ ઉપરથી જણાશે કે આપણા વાહાલાં ગુજરેલાંઓ પાછળ થનારી જરૂરી ક્રિયાઓનો ખરચ સાધારણ ગુંજાશવાળો જરથોસ્તી ખમી શકે એવોજ છે, પણ અનેક સબબોસર હાલમાં તેને વધારી મુકવામાં આવ્યો છે. જેઓ ઉપર જણાવેલો જરૂરી ખરચ પણ નહી કરી શકે તેઓએ જે દરેમેહેરમાં અનજુમનની હમા અશો ફરોહરોની ક્રિયા થતી હોય તેમાં પોતાની ગુંજાશ મુજબનો ફાળો આપવો તથા ગુજરનારનાં રૂહની શાંતી માટે આપણા પાક અવસ્તાનાં ભણતરો ભણી સંતોશ મેળવવો.

સરોષ યજદ પનાહ બાદ !





# મુંબઈની જરથોશ્તી જશન કમિટી.

( સ્થાપી, યજદજરદી સને ૧૨૭૨: ઇસવી સને ૧૯૦૩ )

## જશન કમિટીની મૂળ નેમ.

જશન કમિટીની મૂળ નેમ આપણી કોમના નર–નારીઓ તથા બાળકોના જીગરોમાં આપણા બુલંદ મઝહબ, તેને શિખાડેલી નેકી–નીતિ, ધર્મ–ક્રિયાઓ તથા જરથોસ્તી તરીકત તરફ ભકિત–ભાવ ખિલવવાની; તેમજ આપણા કદીમ ઇરાન વતનના આપણા પાદશાહ–પેહલવાનો અને ન્યામાનો તરફ માન અને એહસાનની લાગણી બરપા કરીને, ધાર્મિક અને કોમ–હિતકારી જુસ્સો ખિલવવા અને જારી રાખવાની; તેમજ જરથોસ્તી ધર્મના ફરમાનો મુજબ અષો, નીતિમાન, ધાર્મિક તથા પરમાર્થી જીંદગી ગુજારવાના વિચારોનો આપણી કોમમાં ફેલાવો કરવાની છે. આ મૂળ નેમ, જશનો, હમ–બંદગી, મોનાજાત, વાએઝો, શાહનામાંના દાસ્તાનોના સંગીત કીર્તનો અને વાંચનો, ધાર્મિક અને નીતિના ગાયનો, વીગેરે સાથના ધાર્મિક મેળાવડાઓ મારફતે, તેમજ ઇનામના રેસાલાઓ, લખાણો, ઇનામની પરીક્ષાઓ તથા બીજાં ઘટતાં સાધનો મારફતે પાર પાડવાની છે.

## જશન કમિટીની ઉપ–નેમ.

એ ઉપરાંત, અન્ન–ફળ–શાકના નિર્દોષ ખોરાક વિષે આપણી કોમમાં પ્રજા–મત કેળવવાની પણ જશન કમિટીની એક ઉપ–નેમ છે.

## જશન કમિટીના સભાસદો.

પેટ્રનની ફી એકઠી વખતે રૂ૦ ૧,૦૦૧) યા વધુ.
દીલસોજ લાઇફ મેમબરની એકજ વખતની ફી રૂ૦ ૧૦૧).
દીલસોજ સાધારણ સભાસદની ૬ માસિક ફી રૂ૦ ૩).

હમ-દીન બાનૂઓ અને ગૃહસ્થોને જશન કમિટીના પેટ્રનો, દીલસોજ લાઇફ મેમબરો અથવા દીલસોજ સાધારણ સભાસદો થવાને અરજ કરવામાં આવે છે. જશન કમિટીના ઑનરરી સૅક્રેટરીને કામા સ્ટ્રીટ, નાનાભાઇ લેન, હૉર્નબી રોડ, કોટ, મુંબઇ, લખવે, જશન કમિટીની નેમો, કાયદા-કાનૂનો, વગેરેની ચોપડી (જશન કમિટીના સભાસદોના નામો અને જશન કમિટીના સભાસદ થવા માટેના અરજીના ફૉર્મ સાથે) મોકલી આપવામાં આવશે.

---

## રાહે જરથુશ્ત્ર.

જશન કમિટીની નેમ પાર પાડવાના એક નવાં તથા ઉપયોગી સાધન તરીકે, તેમજ તેના કાર્યને આગળ વધારવા અને તેના કામ-કાજોથી જશન કમિટીના સર્વે દીલસોજ સભાસદો અને ખેરખાહો વાકેફગાર બની તેની સાથે ચાલુ સંબંધમાં રહે એ મતલબથી, જશન કમિટી તરફથી એક **ત્રીમાસિક ચોપાન્યું—"રાહે જરથુશ્ત્ર"—** જુન ૧૯૧૯ થી પ્રગટ કરવામાં આવે છે અને નીચે મુજબ વરસમાં હાલ તરત ત્રણ ત્રણ મહિને પ્રગટ થાય છે:—

(૧) અષો જરથુશ્ત્રના દીસાને ટાંકણે.
(૨) ખોરદાદ સાલને ટાંકણે.
(૩) તીર મહિનામાં.
(૪) જમશેદી નવરોજને ટાંકણે.

આ ચોપાન્યું સર્વે "દીલસોજ સભાસદો" ને કાંઇબી લવાજમ વગર મોકલી આપવામાં આવે છે. બાહેરનાઓ માટે વાર્ષિક લવાજમ મુંબઇના ધરાકો માટે રૂ. ૧-૮-૦; દેશાવરના ધરાકો માટે (પોસ્ટેજ સાથે) રૂ. ૧-૧૨-૦.

---

## જશનો.

જશન કમિટી તરફથી દર મહિને એક અથવા વધુ જશનો (હમ-બંદગી, મોનાજાત, વાએજો અથવા શાહ-નામાંના દાસ્તાનોના સંગીત કીર્ત્તનો અને વાંચનો તથા ધાર્મિક અને નીતિના ગાયનો, વગેરે, સાથે) નીચે મુજબ, જેમ બની શકે છે તેમ, કરવામાં આવે છે. આ જશનોનો ખરચ **"જશન ફંડ"** (કે જેમાં દીનદાર બાનુઓ અને

મુહરથી નાખ્યાં ભરે છે) તેમાંથી કરવામાં આવે છે. હમ-દીનોને આ ફંડમાં મદદ કરવાને અરજ કરવામાં આવે છે:—

૧. ખોરદાદ સાલનું જશન (રોજ ખોરદાદ, માહ ફરવરદીન, શેહેનશાહી: પયગામ્બર સાહેબ અષો જરથુશ્ત્રનો જન્મ-દિવસ).
૨. અમરદાદ સાલનું જશન (રોજ અમરદાદ, માહ ફરવરદીન, શેહેનશાહી).
૩. ફરવરદેગાનનું પેહેલું જશન (રોજ ફરવરદીન, માહ ફરવરદીન, શેહેનશાહી: હમા અષો ફરોહરોનું જશન).
૪. જંગે વરિઆવની બાનુઓની અશો યાદમાં જશન (રોજ અશીશવંઘ, માહ ફરવરદીન, શેહેનશાહી).
૫. અર્દીબેહસ્ત અમેશાસ્પંદનું જશન.
૬. ખોરદાદ અમેશાસ્પંદનું જશન.
૭. સાસાની વંશના છેલ્લા પાદશાહ યજદજર્દ શહેરયારનું બાજનું જશન (રોજ અનેરાંન, માહ ખોરદાદ, શેહેનશાહી).
૮. દીનના રક્ષણને ખાતર જરથોસ્તી ન્યાગાનો સનજાનમાં આવીને ઉતર્યા તેની યાદગારી તથા શુક્ર-ગુઝારીનું જશન (રોજ બહમન, માહ તીર, શેહેનશાહી).
૯. તિશ્તર તીર યજદનું જશન યાને તીરંગાનનું જશન.
૧૦. બાહરોટની યાદગારી તથા શુક્ર-ગુઝારીનું જશન [આ જશનનો દિવસ નક્કી નથી].
૧૧. અમરદાદ અમેશાસ્પંદનું જશન.
૧૨. શહેરેવર અમેશાસ્પંદનું જશન.
૧૩. જમશેદી નવરોજનું જશન (તા૦ ૨૧ મી માર્ચ).
૧૪. મેહર દાવર મેહર યજદનું જશન યાને મેહરંગાનનું જશન.
૧૫. મરહમ પેહેલા નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટની યાદમાં તેવણની બાજનું જશન (રોજ ગોવાદ, માહ મેહર, શેહેનશાહી).
૧૬. આવાં યજદનું જશન.
૧૭. આદર યજદનું જશન.
૧૮. ફરવરદેગાનનું બીજું જશન (રોજ ફરવરદીન, માહ આદર, શેહેનશાહી: હમા અશો ફરોહરોનું જશન).

૧૯. દાદાર અહુરમઝદનું જશન ( દએ મહિનાનું પહેલું જશન :— રોજ અહુરમઝદ, માહ દએ, શેહેનશાહી ).

૨૦. પયગામ્બર સાહેબ અષો જરથુસ્ત્રના દીસાનું જશન ( રોજ ખોરશેદ, માહ દએ, શેહેનશાહી : અષો જરથુસ્ત્રના ગુજર પામવાનો દહાડો ).

૨૧. મરહુમ સર શાપુરજી બરજોરજી ભરૂચાની બાજનું જશન ( રોજ સરોશ, માહ દએ, શેહેનશાહી ).

૨૨. મરહુમ શેઠ દાદાભાઇ નવરોજીની બાજનું જશન ( રોજ દએ–પ–દીન, માહ દએ : દાદાર અહુરમઝદનું ૪ થું જશન ).

૨૩. બહમન અમેશાસ્પંદનું જશન ( બપોરના ખાણાં અને ધાર્મિક, નીતિ, ભકિતના ગાયણો સાથે : બહમન મહિનામાં પડતા કોઇબી સગવડભર્યા દિવસે ).

૨૪. જશને સદેહ ( રોજ આવાં, માહ બહમન, શેહેનશાહી ).

૨૫. હફત અમેશાસ્પંદનું જશન યાને અસફનદારમદ મહિનાનું જશન ( રોજ અસફનદારમદ, માહ અસફનદારમદ, શેહેનશાહી ).

૨૬. શાહ–નામાંના લખનાર નામવર શાએર ફીરદોસીની યાદમાં જશન ( ફરવરદેગાનના ૧૮ દિવસોમાંના કોઇબી સગવડભર્યા દિવસે ).

૨૭. દીને–બેહ–મીનો મારેસ્પંદનું જશન ( રોજ મારેસ્પંદ, માહ અસફનદારમદ, શેહેનશાહી ).

---

## ધરમની કેળવણી.

જશન કમિટી તરફથી નિશાળોના જરથોસ્તી છોકરાઓ અને છોકરીઓને જરથોશતી દીન–આઇન અને તરીકત, નેકી–નીતિ તથા કદીમ ઇરાનની તવારીખને લગતી કેળવણી આપવામાં આવે છે. જુન ૧૯૧૯ થી ૮ નિશાળોમાં આ જરથોશતી ધરમ, નીતિ અને ઇરાનની તવારીખની કેળવણી આપવાનું શરૂ કરવામાં આવ્યું હતું. હાલમાં ૧૫ નિશાળોમાં આ ધર્મ–શિક્ષણ આપવામાં આવે છે અને નજદીક ૩,૦૦૦ છોકરાઓ અને છોકરીઓ એ તાલીમ લે છે. આ **"ધર્મ–નીતિ કેળવણી ફંડ"** માં મદદ કરવાને હમ–દીનોને અરજ કરવામાં આવે છે.

**મુંબઇ,** તા૦ ૩૦ મી ઑગસ્ટ, ૧૯૨૩.

---

"મોતનો ભેદ"; (મફત).

"મુકતાદના દિવસોમાં હમ-બંદગી; માથ્રવાણીની અસરો"; (મફત).

"સરોશ યજદની પનાહ; માથ્રવાણીની એજમતી અસરો". (મફત)

"ફરવરદેગાનના પવિત્ર દિવસો". (મફત).

"પાક દાદાર હોરમજદના ૧૦૧ નામો, ખોલાસા અને માએની સાથે" (૧ આનો). જશન કમિટીમાંથી મળશે.

---